સરકારી કન્યાશાળામાં "ઇનામ-લાયબ્રેરી" માટે મંજુર

હુ ૨૨૪.

(બાળ-ગ્રંથાવળી નં. ૧૨.)

# બાળ-શિક્ષણ ગરબાવળી.

સુધારેલી-ત્રીજી આવૃત્તિ.

છોડિયોની નિશાળોમાં સંસાર-વ્યવહારિક અને શારીરિક નીતિ જ્ઞાનનું શિક્ષણ આપવા માટે રચેલી ગરબા-ગરબીઓ.


રચનાર તથા છપાવનાર,

ગોપાળજી ક. હેલવાડાકર,

કિન્ડરગાર્ટનીસ્ટ. મુંબઇ.



વિ. સં. ૧૯૭૧. ઇ. સ. ૧૯૧૪.

આવૃત્તિ ત્રીજી-સુધારા વધારા સાથે. પ્રત ૧૦૦૦.

ધી "ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ" માં શા. સોમાલાલ મંગળદાસે છાપી.

પાંચ કુવા અમદાવાદ.

કિંમત રૂ. ૦-૪-૦

સરકારી કન્યાશાળામાં "ઇનામ-લાયબ્રેરી" માટે મંજુર

દેલવાડાકર સિરિઝ.

( બાળ-ગ્રંથાવળી નં. ૧૨. )

# બાળ-શિક્ષણ ગરબાવળી.

સુધારેલી-ત્રીજી આવૃત્તિ.

છોડિયોની નિશાળોમાં સંસાર-વ્યવહારિક અને શારીરિક નીતિ જ્ઞાનનું શિક્ષણ આપવા માટે રચેલી ગરબા-ગરબીઓ.


રચનાર તથા છપાવનાર,

ગોપાળજી કે. દેલવાડાકર,

કિન્ડરગાર્ટનીસ્ટ, મુંબઇ.



વિ. સં. ૧૯૭૧. ઇ. સ. ૧૯૧૪.

આવૃત્તિ ત્રીજી-સુધારા વધારા સાથે. પ્રત ૧૦૦૦.

ધી "ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ" માં શા. સોમાલાલ મંગળદાસે છાપી.

પાંચ કુવા—અમદાવાદ.

કિંમત રૂ. ૦-૪-૦

## ત્રીજી-આવૃત્તિ.

વડોદરા સંસ્થાનની કન્યાશાળાઓમાં આ ગ્રંથે યોગ્ય પ્રવેશ કર્યો છે, તેમજ સરકારી કન્યાશાળાઓ ઉપરાંત જુનાગઢ આદિ બીજાં દેશી સ્ટેટની અંદર પણ બાળાઓ, આ ગ્રંથનો સારો લાભ લ્હે છે, એજ લેખકની સાફલ્યતા છે! આ આવૃત્તિમાં પણ યથાઘટીત વધારો થયેલો છે.

સફલા-એકાદશી,<br>
૧૯૭૧-૧૯૧૪

કર્તા.



# પ્રસ્તાવના.

સંગીતના સાહિત્યનો સઘળો વારસો સ્ત્રીઓને સોંપવામાં કુદરતે જાણે સ્વતંત્રતા વાપરી હોય ! બાળકન્યાઓ, કન્યાશાળાઓમાં, ને બાળ-માતાઓ ગ્રહ-શાળામાં ગાયન-વિદ્યાનો અખંડ અભ્યાસ કરતી નજરે પડે છે. દેશી સંસારમાં ડગલેને પગલે ગાયનનો નાદ જણાય છે. પનઘટના ઘાટપરથી હિંડતી પનિહારીઓ, નાજુક હાથ વડે દળતી અબળાઓ, વ્હાલાં બાળકને હિંચોળતી માતાઓ, અને નિવૃત્તીનો સમય ઉદ્યોગથી પસાર કરનારી શીવતી-ભરતી યુવતીઓ, ગાયનના સુંદર સરોદથી સ્વર્ગને પણ ડોલાવતી દેખાય છે. નિર્મળ ને નિર્દોષ મનમાં આ પવિત્ર પાત્રને, ભાષાનો વિષયનો કે રાગનો ડાઘ ન લાગે, તે માટે વિદ્વાનોએ સુશિક્ષીત ગ્રંથો પ્રકટાવ્યા છે. અને તેજ વિચારથી આ ગ્રંથ પણ કન્યાઓની તન મનની ખિલવણી માટે પ્રકટ કરવામાં આવ્યો છે.

દેશી સંસારમાં શિક્ષણ લેવા યોગ્ય વિષયો, અને સ્ત્રી મંડળમાં ગવાતા વ્યવહારીક દેશી રાગો ઉપર સઘળી રચના કરવામાં આવી છે. વિશેષ કરીને સ્વર્ગસ્થ કવિ દયારામે ચુંટેલાં રાગ-કળીઓ, નિર્દોષ કળાધરીના કંઠને દીપાવે છે, એટલે તેવા રાગોનો સંગ્રહ કરીને આ ગ્રંથમાં સમાયલી ગરબીઓ રચી છે. તે માહેની કેટલીક મુંબઇની જરથોસ્તી છોડીઓ વાળી નિશાળોમાં ગવાય છે; આશા છે કે આ બાળગ્રંથ બાળકીઓનો આશિર્વાદ પામશે.

વિજ્યા દશમી-૧૯૫૦. }
ઈ. સ. ૧૮૯૩. }

કર્તા.

# બીજી આવૃત્તિ.

ક્રિન્ડરગાર્ટન કેળવણીના પ્રતાપે, કન્યાશાળાઓમાં ગાયન વિદ્યાની અગત્ય વધી પડી છે. શારિરિક અને માનસિક શક્તિઓ ખિલવવા અર્થે સારી રચના વાળી ગરબા-ગરબીઓની અગત્ય જણાય છે; પરંતું કંઈક સુંદર રાગો, ઝમકદાર ભાષા, અને સ્ત્રીઓપયોગી ઉત્કૃષ્ટ વિષયોની રચના, ઉછરતી પ્રજાને આનંદ આપી શકે છે, ને તેવા આશયથી આ પુસ્તકમાં અગત્યનો સુધારો કરવો પડ્યો છે. મે૦ ડિરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન સાહેબે આ પુસ્તક 'ઇનામ લાઇબ્રેરી' માટે મંજુર કર્યું છે; પરંતુ કન્યાશાળાઓમાં 'ટેક્સ્ટ-બુક' તરીકે વાપરી શકાય, તેવી રીતે સુધારો વધારો કરવાની કેટલીક સુચના, સરકારી બુક કમીટીના મેમ્બરો તરફથી થયેલી છે, ને તે પ્રમાણે આ નવીન આવૃત્તિમાં કેટલોક સુધારો તથા દશ વર્ષના અંતર વચ્ચે થયેલો ઉપયોગી તથા અનુભવસિધ્ધ વધારો દાખલ કરવામાં આવ્યો છે.

મહા શિવરાત્રી-૧૯૬૦.<br>ફેબ્રુઆરી-૧૯૦૪.

કર્તા.



સરકારી કન્યાશાળાઓમા "ઇનામ-લાઇબ્રેરી" માટે મંજુર

ફૂલવાડાકર સિરિઝ.

—:o:—

(બાળ-ગ્રંથાવળી નં. ૧૨.)

—o—

# બાળ-શિક્ષણ ગરબાવળી

સુધારેલી-ત્રીજી આવૃત્તિ.

## ઇશ્વર-સ્તુતિ

પદ-ધન્યાશ્રી.

પ્રભુ તારો અમપર બહુ આભાર-(૨) ટેક.

આંખ વિનાનાં અંધાં પ્રાણી, તેનો તું દાતાર—પ્રભુ.

જીભ વિનાનાં મૂગાં જે છે, તેનો તું આધાર—પ્રભુ.

બ્હેરાં, ઠૂંઠાં, લૂલાં એવાં, અપંગનો કિરતાર—પ્રભુ.

અમને આપ્યું અક્કું તેંતો, માનીએ તુજ ઉપકાર—પ્રભુ.

# બા ળ-યા ચ ના.

ગરબી—( અમે ઈશ્વર માગીએ એટલું ) રાગ.

પ્રભુ! પાય પડી અમે યાચીએ—
આપો આરોગ્ય આનંદ અંગ.
સાથે શુભ સંગ-સુખી આ સંસારમાં—ટેક.

અમે બાળાઓ બાળક બહુ હતી;
ન્હોતી જીભ કે દાંત લગાર-દીધાં તેં આ વાર-સુખી.

કાલી કાલી વાણી અમે બોલતાં;
ન્હોતી બુદ્ધિ વિવેક વિચાર—
કંઇ તલભાર— સુખી.

અમે બાળ રમત રમીએ ઘણી;
આપે માત અમોને તો યાદ—
પ્રભુ તુજ નાદ— સુખી.

હમે કન્યાશાળામાંહે આવીઆં;
મળે નિત્ય બુદ્ધિતણું દાન—
થઇએ ગુણવાન— સુખી.

# નિશાળે જતી બાળાઓ.

ગરબી-જીલ્લા-( પ્રેમની પ્રેમની પ્રેમનીરે ) રાગ

આવજો આવજો આવજોરે
બેની વ્હેલાં નિશાળે આવજો—ટેક.

પાટી ને પેન વળી ચોપડીયો સાથે;
લેખણુ ફડી ધડીને લાવજો રે—બેની.

ભરવાની સોય અને દોરો સંગાથે;
કેનવાસ કપડું મંગાવજો રે.—બેની.

કાગળ જાડા ને વળી કાણાં પડેલા;[1]
ભરવાને ઉન રેશમ લાવજો રે.—બેની.

ગુંથવાને દોરી ને સાથે લઇ સુઇયો;
કાગળની પટી[2] સંભાળજો રે.—બેની.

રંગ તણી પેન, અને પેટી[3] ન ભૂલશો;
ચિત્ર ભાત ભાતનાં રંગાવજો રે.—બેની.

બાળગીતને વિસારશો નહિ કદાપી:
ગરબે રમવાને વ્હેલાં આવજો રે.—બેની.

---

1. Embroidering Cards.
2. Paper weaving Mates.
3. Drawing Coloured Pen.

# નિશાળમાં શીખવા વિષે.

---

કુંતાછંદ--( ભેરવી. )

જવું નિશાળ ભણવા બાળ મુખ ઉચ્ચાર કરવા સાર;
ચોપડી સાથ રાખો હાથ વાંચો વાત થઇ રળિયાત.
વાંચો કેણ, રાખો નેણ, સ્લેટ ને પેન,
લખજો વેણ, વ્હાલી બેન, પડશે ચેન.
સરવે બાળ, ગાઓ રસાળ, લઇને તાલ,
કર સંભાળ, આવે વ્હાલ, સીધાં ચાલ—

અંગ્રેજી--( જુઓ પેલી ચંબેલી. )--રાગ.

ચાલો સહુ નિશાળે ભણવાને જઇએ,
ચોપડીઓ પાટી પેન સહુ લઇએ;
ઘંટ વાગ્યા પ્હેલાં વરગમાં રહીએ,
છોકરાંની સાથે જઇ ઝટ ઝટપટ.--૧
લેસન દે શિક્ષક મન ધરી લઇએ,
રમત ગમતમાં પછી મન દઇએ;
કસરત બાજી ખેલવાને જઇએ,
શિક્ષકને નમી જઇએ ઘેર ઝટપટ.

---

## ગુંથણી.

( ભૈરવી-દાદરો. )

સખીયો રંગીન દોરી ગુંથીયે આજ,
ધીરે ધીરે સહુ ચાલીયે.
અંદર ને બહાર ફરી આવીએ આજ, ધીરે.

સુંદર આ ભાત બ્હેની, ચોકડી પડે છે,
ગુંથણુ કળાનું કામ, નજરે ચડે છે;
હોંસે હોંસે બેની શીખીયે આજ, ધીરે.

કસરત ને કામ બે સાથે કરાવે,
આંખ હાથ પાય કંઠે ખંતે ખિલાવે;
રંગે ઉમંગે સૌ શીખીયે આજ, ધીરે.

---

## ઢીંગલીનું હાલરડું.

હાલરડું-ઝુલ્લા-( કુંવરને હાલરડું વ્હાલું )-રાગ.

મારી ઢીંગલીને હાલરડું વ્હાલું,--ટેક.
તારા ઘુઘરાવાળા વાળ, વળી કપાળ વિશાળ:
કંઠે મોતીની માળ, તને ખંતે ઘી સાકર ખવાડું--મારી
રાતી આંખો રસાળ, વળી હોઠ લાલ લાલ;
ગોરા ગુલાબી ગાલ, તને હોંશે હોંશે હેતે હિંચાડું--મારી

# પનિહારી.

ગરબી-(હું તો ગામડીયન ગોરી)-રાગ.

અમે પનઘટ પનિહારી રે જો-અમે.
સજની સરખે સરખી સરવે જળ ભરવા ચાલી—ટેક.
આ સુંદર ઇંઢણી મૂકી શીર સરકાતી,
આ નાજુક ત્રાંબડી શોભે શી ચળકાતી!
આ લટકે મટકે જળ ભરીને જો જાતી,
મધુરી મોં મલકાતી, રસીલી હૈડે હરખાતી.—સજની.

# બાળ-ઉદ્યોગ—(ગુંથણકળા).

ભેરવી.

નવરંગ નવલ ધરજે.
ભરજે ઠરજે ગુંથતાં સહુ રંગ સરસ કરજે-ટેક.
લઇ રાતી પટી પીળીમાં ધરજે,
ફરી ચોકડી ચોકસ એજ થશે;
ગુંથી જાળી ભલી ફરજે-નવરંગ.

# શીવણ-કળા.

## જીહ્વા.

જો જા બ્હેની અંગુઠી આ મારીરે,
સોઇ સાથે સગાઇ તેને સારીરે–
મારી ઠેસે તેને હલાવે;
કપડા માંહે તેને ચલાવે,
જો ભૂલે તો ફ્હાડે ચાહી ભારીરે–

## મા'નું હેત.

ગરબી—( માડી તું મુજને લડે છે. )—રાગ.

માતાજી વહાલી મારી, ફૂલભરી સુગંધી વાડી;
હરખાવે હેત દેખાડી, માયાભરી માડી દહાડી—ટેક.

દૂર થકી દેખે તો દોડે, હાંથ ઉંચા કરી આપી;
કેડ ઉપર તેડીને દાબે, છાતી સરસી ચાંપીરે—માતાજી.

રીસ કરીને તરત હસાવે, મને મનાવે મારી;
બાળકપર માતાની માયા, બસ જગમાં બલિહારીરે—માતાજી.

---

૧ દરરોજ.

## કેળવણી-માતા.

ગરબો.—( પોઢો તમે પ્રાણપતી વ્હાલા )—રાગ.

સખી આવો ગરબે સહુ રમીએ;
કેળવણી માતાને નકી નમીએ—ટેક.
ગાઇએ ગુણ તેના સદા સારા;
કેળવણી લઈ સંસારને ગમીએ—૧
સુખી મન કેળવણીથી થશે;
જગતમાં નિરાંતે તેથી જમીએ—૨
કેળવણી માતાનો પ્રકાશ જુઓ;
ટળે મન અંધારૂં કેળવણીએ—૩
થશે જો કૃપા માત તારી રૂડી;
જશે જગ કલેશ સદા સમીએ—૪
અમે નિત સાંજ—સવાર નમી;
રૂડું નામ તારૂં મુખે જપીએ—૫

---

## સુખી સંસાર.

### જીલ્લા.

સુખરૂપ જીવન તરવાં સજની, મનમાં જો આશ ધારો;
જાણજો બોધ આજ અમુલ્ય, બ્હેની પ્રેમ ધારો— ૧

મળ્યું જે સ્હેજે આવી, તેમાં સંતોષ લાવી,
બ્હેની ના પીશો મૂકી દૂધ, ઝેરી લોભ પ્યાલો—સુખરૂપ.

## પનિહારી.

શીરપર ગાગર, ધરી કર પનિહારિણી લટકાતી આવે—
સખીયો સરખી સોહાવે,
હળીમળતી હસતી આવે—
ભરતી ડગલાં બહુ ભાવે.
હસી હસી ચાલે, મનવસી મ્હાલે;
તન કસી વ્હાલે, વાટમાં, જળઘાટમાં, નિજ ઠાઠમાં,
મલકાતી આવે—**શીરપર.**

---

## કન્યા કેળવણીનો ઉદય.

**જીલા—( મને મુકીને ગયો કયાં મારો )—રાગ.**

સખી આજની ઘડી તે રળિયામણીરે;
ઉગ્યો સુર્ય આ પ્રભાતને પહોર—
જો પ્રકાશ—**આજની.**

જુઓ કિરણ ઝળકે કન્યા કેળવણી તણારે,
ટળ્યું તિમિર ભરતખંડનું ચોપાસ—**આજની**

વ્હેમનું તોફાન તોડી નાંખ્યું વીર નરે રે;
જેમ સીધી સડક જાય સુખદ વાટ—**આજની.**

માત તાત હોંશથી નિશાળે મોકલેરે;
ભલા શિક્ષકો શિખાવે રૂડી વાત—**આજની.**

મનડું મરકટાં સમું નકામું જે હતુંરે;
થયું કેળવણીથી વિચાર સાથ—**આજની.**

ચાલો આજ છે ઉમંગ રંગ અંગમાંરે;
ભણીયે હોંશથી મળે અનેક હાથ—**આજની.**

---

## કન્યા શિક્ષણ માટે માબાપને ઉપદેશ.

### ગરબી—( શ્યામ રંગ સમીપે ન જાવું )-રાગ.

બાળરંગ બાળકીને આપજો, હો માત પિતા—ટેક,
બાળરંગ કેળવણીથી બને છે પાકો;
સદ્‌ગુરૂ તે માટે તમે થાપજો-**હો**-
વ્હેમરૂપી જે પતંગ તે ટળી જશે જો;
લાગશે કસુમ્બ સત્ય માનજો-**હો**-
ભવ-સિંધુમાંથી તારવાને બાળકીને;
કેળવણી વ્હાણમાં બેસાડજો-**હો**-
છે ભવિષ્યની ખલાસી, જગત-વ્હાણ બાળા;
સાચું હલેસું કરે અપાવજો-**હો**-
હૃદયમાં ધરેલી હામ-ઠામથી ઠરેલી;
થાય જો તોફાન નહિ ડરેજ તો-**હો**-
ચતુર હોય જો ચતુરા ચિત્તથી ઠરેલી;
પાર તે ઉતારે આ સંસાર જો-**હો**-

# બાળાઓએ ભણવું.

ગરબી—(કાના કહેવું પડશે.)—રાગ.

ભણવું હોંશ થકી બાળકને રે, ચંચળ ચતૂરા થાવા;
તજવું આળસ વિદ્યા લેવારે, શિક્ષણના ગુણ ગાવા—ટેક.

ભણી ગણીને ડાહ્યાં થઇશું, તો મન શિતળ થાશે;
મોટાં થઇ શુભ કારજ કરશું, તો જગ દુઃખડાં જાશે.–૧

ફૂલ તણી સંગતથી માટી, શુદ્ધ સુવાસિત થાશે;
કેળવણી પારસમણી લાગે, લોહું સોનું થાશે-૨

ભણતર છે દીવો અંધારે, ભૂલ્યો માર્ગ બતાવે;
અંધરૂપી અજ્ઞાની જનને, દરવાજો દેખાડે-૩

બાળ–બાગનું પાણી પીતાં, તનની તરસ ટળે છે;
સદગુણતાની સુગંધ સારી, કેળવણીથી મળે છે-૪

---

# અભણ સ્ત્રીનો પસ્તાવો.

---

ગરબી-(કોઇ મને કૃષ્ણ બતાવોરે.)–એ રાગ.

કોઇ મને વિદ્યા દેખાડોરે–ભવ વનમાં:
વિદ્યા પ્રસાદ ચખાડો રે- ,, ટેક.
વિદ્યા વિનાનાં ઢોર ગણાશે;

માતેલું મોટું પશુ કહેવાશે,
અભણની એ ગતી થાશેરે-ભવ
વિદ્યા માતાનાં જો દર્શન થાયે;
વ્હેમ ને કલેશ તરત નાશી જાયે:
સંસારે ગુણ ગવાયેરે- ભવ
અભણ જનોનાં સૌ કારજ વાંકાં,
પાણી વિનાનાં નકામાં જે ટાંકાં;
તુટેલી સોયનાં નાકાંરે- ભવ.
ભણે ગણે તે ખરે જગ જુએ,
અભણ નારી ખાલા મેલ ધુએ;
પાછળથી મન રૂએરે- ભવ.
હોય ભણેલી ભલી જગ નારી,
શોભે છે સંસારે રૂડી રસાળી;
અભણ દશા છે નઠારીરે- ભવ.
જોઉં ભણેલી હું નારી રૂપાળી,
નીતિ વિવેક ભરેલી મેં ભાળી;
ધન્ય પતિની એ વ્હાલી-રે- ભવ.

---

## ભણેલી સ્ત્રીનો વિજય.

**(નાથ કેસે ગજકો બંધ છુડાયો.)**-એ રાગ.

ભણેલી સ્ત્રી વિજયવતી છે ભારી;
ઘર સંસારની સંભાળ કરવા, થાય ભણેલી ભાગ્યશાળી;
સ્વચ્છ સુધારાનાં સાચાં સ્વરૂપે, જગ માંહે થાય યશાળી-ટેક.

ઉઠી પ્રભાતમાં મૂખડું ધોઇ, ન્હાઇ સુભાગ્ય સુધારી;
ઘર ધંધામાં પડંને એ પ્રમદા, પ્રૌઢતા દેખાડે સારી-૧
સાસરવાસમાં શાન્ત રહીને, થાય અતુલ્ય મયાળી;
સદ્‌ગુણુતા ને સુશીલ સ્વભાવે, બનતી કુટુમ્બ હિતકારી-૨
સ્વામીની સેવા કરે એક ચિત્તે, સારી પ્રીતિ મન ધારી:
ગૃહ-રાજ્યની મોટી મંત્રી બનીને, લ્હે કીર્તિ યશવાળી-૩
નોકર-ચાકર અન્ય જનો પ્રતિ, ભાવના શબ્દ ઉચારી;
આભાર કરતી ભલી ટક ધરતી, ભણેલી શીખેલી એ નારી-૪
ઘરની કસર એક ખોપ બખાની, કહેવત રૂડી રસાળી;
શિક્ષણુથી લહે છે શુધ શ્યામા, સંસાર પાર ઉતારી-૫
ખોટા સુધારા ને કૂડા આડંબર, માનથી ધિઃકારનારી;
બકવા કરીને કરે નહિ કોડી, તેનાથી દૂર રહેનારી-૬
સંસારને યોગ્ય કરતી સુધારો, સ્થિતીને સંભાળનારી;
એવી સુઘડ નારી હોય શીખેલી, તે સફળ જનમ કરનારી-૭

---

## ભણુવાની ખરી ઉલટ.

---

### ગરબી-(ગોકુળિયે લઇ ચાલોરે.)-રાગ.

ચાલો સખી આજ ભણુવા નિશાળે સૌ સાથે જઇએ;
શિક્ષણુથી સૌ સુધરીએ, અભણુ શું કામે રહીએ-ટેક.
સુધરેલી નારીનુ વિદ્યા સ્વરૂપ છે;
વિદ્યાને કાં નહિ વરીએ-સુધરીએ સ્વરૂપ સજવા !-૧

કેળવણીના રણે જઇ ચડીએ;
ભણુતર હથિયારે લડીએ, અરીને સંહારીએ ઉગરવા—૨
અભણુ અંધારામાં ગોથાં કાં ખાઇએ;
ભણુતર દીવેથી વહીએ, ન બ્હીએ જરા ઉચરવા—૩
સંસાર સાગરનાં છે ખવાસી;
હાથે હલેસું તો લઇએ, ન ડરીએ ભવ સિંધુ તરવા—૪
ભણુતરનાં મૂળ પાકાં કરીને;
તરૂ ફળ-રૂપ મેળવીયે, અચળ એ-સદા સુધરવા—૫

---

## વિદ્યારૂપી દૂકાન.

ગરબી—(તારૂં ગોકુળ જોવાને આવ્યારે.)-એ રાગ.

બ્હેનો વિદ્યાથી વધજો અધિક, જનમ સુધારવાનેરે;
લોક નિંદાની તજવી બીક, સુખથી સુધારવાનેરે.

સાખી.

વિદ્યા જર ભંડાર છે, ગુપ્ત ખજાનો હાથ;
પૈસા ચોરે કે લૂટે, પણ વિદ્યા લૂટી નહિ જાય—જનમ.
વિદ્યા સુંદર રૂપ છે, સુખનો એ શણગાર;
અંજાયે એ તેજમાં, કોઇ અજ્ઞાની અભણુ ગમાર—જનમ.
સૌ વિદ્યા વ્યાપારથી, વધજો દિન પરદીન;
સૌ સખિઓ આડત કરો, જેમ સંગાથે વહે જળ-મીન—જનમ.
કીર્તિ જગમાં જામશે, મળશે ઉત્તમ માન;
વનિતા વિદ્યાવંત સૌ, જેમ શોભે પંખી હંસ જાણુ—જનમ.

# ઘર શિક્ષણ—

( પાણી ભરવા હું ગઇ, તીરે )—એ રાગ.

બાળા સાંભળો હેતેથી વાત, માતાની વ્હાલીરે,
આપે બોધ રસીલો જે માત, સમજો સંભાળીરે.—ટેક.
વ્હેલાં ઉઠીને લ્હો ઇશ નામ, કામ પછી કંઈ કરો;
નહિ બેસે લગારે દામ, ઠામ ઠામે ન વિસરો—૧
ન્હાઇ ધોઇ નમો રવિરાય, જગમાં પ્રકાશેરે;
પુજો પ્રેમેથી લાગી પાય, અંતર ઉલ્લાસેરે.—૨
વાંચો નીતિની વાત, વિચાર–મન સાફ થાયેરે;
પછી લ્હો કરમાં ઘર કામ, આળસ જાયેરે—૩
હોય કચરો કે પુંજો કો ઠામ, સારૂં તે કરવુંરે;
ચોખ્ખું આંગણું રાખવું રોજ, કચરે ન ભરવુંરે.—૪
વ્હાલી માતાને મદદ દો બેન, ઘર કામ માંહેરે;
વીણો ચુંટો અનાજ સચેન, નિજ મન ચાહેરે—૫
થાય કસરત સાથે કામ, હામ વધેછેરે;
રહે સાસરવાસમાં નામ, વખણાય સરવેરે—૬
પાણી ભરવાને સહિયર સાથ, પનઘટ જઇએરે;
નીચી નજરે સંચરિયે વાટ, વિવેકે વહિએરે—૭
સ્વચ્છ થઇને રસોડામાંય, પ્રવેશી જઇએરે;
માતા શીખવે રસોઇ ત્યાંય, હેતથી કરીએરે—૮
ભાઇ બ્હેનો ધરીને હેત, રમીએ હસીને;
માતા પિતાની વ્હાલી સમેત, રહીએ વસીનેરે—૯

## સાસરવાસ.

### ઝિંઝોટી

સખી સાસરે જઇને;
સદ્‌ગુણ શુભ વરતાવજે.--સખી૦
સજની તું શિયળ સાચું સંભાળી,
પતિ પ્રતિ નરમ નજરે નિહાળી;
ઘરે થજે બાગનો માળી,
સેવા ન ચૂકીશ સ્વામિની.--સખી૦
વળી સાસુ નણંદ હોય જે તારાં,
પાજે પ્રીતિ વચન પાણી તું પ્યારાં;
સુખે થશે સૌ સખો તારાં,
સંપે રહી સુખ માણજે--સખી૦

---

## છોડિયોને ઉપદેશ.

### ગરબી ( ગુરૂ ગોવિંદ ) રાગ.

સુણ સજની તું ચતૂર સુજાણ, સુંદરી શાણીરે,
મારી સાચી શીખામણ માન, વાત પ્રમાણીરે-ટેક૦
નીતિ બોધનો ગરબો ઉતાર, અંતર આણીરે;
રૂડાં નીતિ ધરમ તું વિચાર, ગુણિયલ જ્ઞાનીરે.—૧
જાણી સંસારનો સહુ સાર, ઘરબારી થા'નીરે;
રૂડો રાખજે તું કારભાર, વહેવાર જાણીરે.—૨
સાસુ-સસરાનો બોલ ઉપાર, નણદી જે ન્હાનીરે;
તારા નાથની સેવા સ્વિકાર, પ્રેમ પિછાણીરે.--૩

પ્રેમની પોથી તુ વાંચી સુજાણી,
સુખ દૃખની સાથી થઇ રહે જ્ઞાની;
ભવપાર તરશે સદાની, સુંદરી સાચી ગવાણી.

---

## સાસરે જનારી બાળાને ઉપદેશ.

( ગુરૂ ગોવિંદના મહિના ) રાગ.

અહિંથી જઇ સાસરિયે બ્હેન, સદ્દિયર શાણીરે,
સેવા કરજે વડીલની એન, તું મન માનીરે,
કોપે જો કદી તારા કંથ, બોધક જાણીરે,
સામો કરીશ ન ક્રોધે તંત, રીસ ઉર આણીરે.
તારા નોકર ચાકર સાથ, રે'જે પ્રમાણીરે,
રાખજે માયા મમતા અગાધ, બાંધવ જાણીરે;
મળે બ્હેન સુભાગ્યનો સાજ, વિનયે વદ વાણીરે,
નવ કરીશ તું જરીક મિજાજ, સુંદરી શાણીરે'
જે જે જુવતિયો વર્તે આમ, પી સાચ પાણીરે;
તે તો પામે સુપ્રમદાનું નામ, જગમાં વખાણીરે.

---

## સતી સૌંદર્ય.

ખમાચ–( કચર્સા શોભા ચંદ્રવદનકી )-રાગ.

સુંદરી શોભે ન સ્વામી વિનાની
સુંદરતા શશી રૂપ સમાણી—ટેક૦
હોય પિતા ધનવાન જગતનો—
તોપણ રંક પતિ ઘર રાણી—સુંદરી.

હોય સતી છતાં પિયરે રહે જો,
તો જગનાં જન મુખ હિણાણી—સુંદરી.
સ્વર્ગતણું સુખ સ્વામી ગણ્યું છે,
સ્નેહ સુખાણુ પતિ લહો માની—સુંદરી.

---

## સ્ત્રીયોનો પતિ પ્રત્યે ધર્મ.

(ગુરૂ ગોવિંદના મહિના.)—એ રાહ.

બ્હેનો વનિતાનો સદ્‌ગુણ સાર સાંભળો પ્રીતે રે,
પતિ સાથે ચલાવો સંસાર, નિર્મળ ચિત્તે રે;
જેમ આકાશનો શશી રાય, રાત્રિ ઉજાળે રે,
તેમ સુંદરીનો પતિ રાય, ભાગ્ય ઉદ્ધારે રે.—૧
પ્રાણનાથ સમીપે સાચ, વચને વદવું રે;
નહીં પતિવ્રત લાગે આંચ, પતી કે' તે કરવું રે;
સાસુ સસરાનો પડતો બોલ, અધર ઉચકવો રે;
નહીં તોડવો શરમનો કોલ, સાચો સમજવો રે.—૨
ડરવું દુર્ગુણથી નિત નાર, શીળવ્રત ધરવું રે;
જેમાં કીર્તિ વધે જે અપાર, તે કામ કરવું રે;
સ્વામી સાથે રહો સુખે નીત, પ્રેમ વધારી રે;
આપી મનડાની અદકી પ્રીત, થાઓ સુખિયારી રે.—૩
ઉચે સ્વરથી ન બોલવો બોલ, શાણી બ્હેનો રે;
જેમાં થાયે જો આપણો તોલ, વદવાં ન વેણો રે;
રે'વું દમ્પતી સુખે સંસાર, કાળને ગાળી રે;
કીર્તિ પામે કુટુમ્બ સંસાર-ત્રિલોક નારી રે.

# સદ્‌ગુણી સ્ત્રી વિષે

(જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી.)—એ રાહ.

સદ્‌ગુણી નારી, સંસારમાં સુખકારી,
વિવેક ભરેલી, સાધવી કુળ યશકારી—સદ્‌ગુણી

સદ્‌ગુણનો ભંડાર ખજાનો, અખૂટ જગતમાં નારી રે;
એ હાથે ઉડાડે તોપણ, વધે વ્હેળામાં વારી રે.—સદ્‌ગુણી.

અવળે મારગ નાખે સદ્‌ગુણ, તો નિષ્ફળ નીવડશે રે;
લોક નિંદશે ને મન બળશે, પસ્તાવું પાછળ પડશે રે.—સદ્‌ગુણી.

કુટુંબમાં પણ કીર્તિ વધશે સંસારે જશ ગાશે રે;
અધિક પ્રીતિ સહુ જન દેશે, સાધવી સહિયરો થાશે રે.—સદ્‌ગુણી.

કુદરતનું અભિમાન પુરૂષને, અલબત સદ્‌ગુણી નારી રે;
વિનયપણાનું પદ પામેલી, સફળ જન્મ કરનારી રે.—સદ્‌ગુણી.

સખી મંડપમાં બેસી નિશદિન, વદે મધુરૂં નારી રે;
રીસ કરે જો કોઇ નિજપર, તો સમજાવે વિચારી રે.—સદ્‌ગુણી.

સાસુ સસરો જેઠ દિયરની, મર્યાદા બહુ રાખે રે;
ઉંચે સ્વરથી બોલ ન બોલે, મૂખથી જૂઠું ન ભાખે રે.—સદ્‌ગુણી.

એવી નારી અખંડ જગમાં, જીવતી ને જયશાળી રે;
ત્રિલોકમાં તે પુજ્ય સાધવી, સતી એ સદ્‌ગુણી નારી રે.—સદ્‌ગુણી.

## છોડિયોએ નીતિની સાડી પહેરવા વિષે.

( પીની પીની પ્રેમાનંદ પ્યાલો. )—એ રાહ.

બ્હેનો પેહેરો નીતિ તણી સાડી;
બુરી ચાલની નાખજો કહાડી રે.—બ્હેનો.

દઢ નીતિ મન રંગ છે પાકો;
નહિ જાય વાવરતાં દહાડી રે.—બ્હેને

સાદી છતાં સદ્ગુણે શોભિતી;
નીતિ રંગ ભરેલી ભારી રે.—બ્હેનો.

વિજય તણા રેશમની બનેલી;
છેડે વિવેક કોર વધારી રે.—બ્હેનો.

સસ્તી છતાં પણ મૂલ્ય વિનાની;
લહો વિદ્યા નીતિ યશકારી રે.—બ્હેનો

ઇચ્છેલું ફળ સાડી તે દેશે;
દાખે સંત સુજન હિતકારી રે.—બ્હેનો.

---

## માતા અને બાળક.

### સોરઠ-મલ્હાર.

સુંદરી વાંચે નીતિમય વાતો, બાળક ઉછંગે ચડી જાતો—સુંદરી.
માત જુએ નહીં બાળક સામે, કાલું લવી કરે મન ગમી વાતો—સુંદરી.
જાણીને બાલ કાલાવા[1] ન બોલે, બાળક ગંભીર થઇ ગભરાતો—સુંદરી.
બે કરમાં[2] કટી[3] બાળકની લઇ, ચુંબન મુખ દેતાં ખુશી થાતો—સુંદરી.
માતને બહુ હરખાતી દેખી, બાળક વધુ હરખાઇ જાતો—સુંદરી.
માતતણા પ્રેમે જગ-બાગે, બાળક લાડે લડાતો—સુંદરી.

---

૧ કાલું કાલું બોલાવી રમાડવા. ૨ હાથમાં. ૩ કેડ.

# વિવિધ બોધનો ગરબો.

*ગરબી (પુનમ ચાંદની ખીલી)—એ રાહ.

જુઓ જુઓ રે રળિયામણી નિશાળમાંરે—
સુંદર હુન્નરો ખીલ્યા છે બાળા[1] કાજ, હેતે શીખિએ સહીયર
સહુ આપણે રે—ટેક.

દોહરો.

ભણતર ઉત્તમ સૌ ભણો, બનો ભલાં વિદ્વાન:
ઘર કારજ નિર્મળ વણો, પામો જગમાં માન.
સંકટ દૂર રેંશે કેળવણી ઓજારમાં[2]રે—સુંદર—જુઓ.—૧

ભરત ભરો ભલી ભાતનાં ઉન હીરથી બ્હેન;
કપડાં પર દીપે ભલાં, વળી છબીમાં એન.[3]
રાખી કાળજી પૂરે સુરંગો[4]હારમાં[5]રે—સુંદર—જુઓ.—૨

આળખવા[6] ઉલટ કરો, રંગ બેરંગી ચિત્ર;
પશુ પંખી મનહર દ્રુમો[7]સખી સરોજ પવિત્ર.
કારિગરીરે કરની બતાવો બ્હારમાં રે—સુંદર—જુઓ.—૩

પાક અને પકવાન પણ, શીખો રાંધવા સર્વ;
આપણનું જે કામ છે, તો કરવો શું ગર્વ?
ચાલે કેમ આપણના સહુ વહેવારમાં રે—સુંદર જુઓ—૪

---

૧ છોડીઓ. ૨ હથિયારથી. ૩ સારૂં ૪ સારો રંગ. ૫ પંક્તિમાં ૬ ચીતરવા ૭ ઝાડો.

# સંસારની રચના.

## (સૃષ્ટિ સૌંદર્ય.)

"શ્રીમુખ સુંદર જોવાને."--એ રાહ.

આવો સહિયર સહુ જોઇએ સાથ, રચના સુંદર કુદરતની;
જગ બાગ ખીલ્યો છે વિધવિધ ભાત, સંગીન રંગીન ભણુતરથી
આવો--ટેક.

સાખી.

જગત બાગનાં ઝાડવાં, નીતિ પત્રથી સોય;
સંપ વાયુની લ્હેરમાં, સહુ આનંદે જોય-
જગ બાગે જન પામે આરામ, સહુ ઇચ્છે જય જગદીશ્વરની--આવો.

સાખી.

ફૂલ-ફળ સુંદર શોભતાં, ખાટાં કોઇ મધૂર;
રંગ બેરંગી ઓપતાં, ઝાડ ઉપર ભરપૂર-
ઉપયોગ કરે પશુ પંખી સર્વ, ડાળ ઉપર થઇને વતની--આવો.

સાખી.

કરી મેહેનત ફળ મેળવે. પાય પાણી કરી વાડ:
એક બીજાં ફળ વાવરે, ઉછરે એમ જગ ઝાડ-
આ અગણિત સુખ સંપે સંસાર ચાલે નિત્ય ગતિ ફરતી,--આવો.

## અંધારી રાત—( અભણ નારનો અંધાપો. )

" બ્હેનો તમે ભાવ સહીત ભણજો "—એ રાહ.

જુઓ કેવી અંધારી રાતલડી;
જેવી રસ વિનાની વાતલડી—જુઓ.
ભયંકર સંસાર અંધ દીસે;
કૂલીન કૂળહીણુ સમ જાતલડી—જુઓ.
તારા તેજ થાતા અભણુના અરિ;
કરે કેદ કેદીની ભાતલડી—જુઓ.
માજમ રાત ચોરોને સુખકારી;
ચલાવે ચોરો ભારી છાતલડી—જુઓ.
કરે ચોરી, નાખી મહા ઘેનમાં;
બને પછી દુઃખકર ઘાતલડી—જુઓ.
બીએ બહુ પ્રાતઃકાળથકી;
નગર બ્હાર નાસે છે એકલડી—જુઓ.

---

## ચાંદની રાત-(સદ્ગુણીનું સદાચરણ.)

ખમાચ—ઠુમરી.

કેવી ખિલી રજની સજની;
ચંદની છાંટ છવાઇ ઘણી—કેવી—ટેક.
રૂપેરી છાંટ જગે પથરાઈ,
આકાશ તેજે રહ્યુંજ છવાઈ;
કાન્તિ હરી તારા ગણુની—કેવી.

બાળકને ઉછંગે બેસાડી,
માત હસાવે ચંદ્ર દેખાડી;
હરખાવી કરે મુખ ચુંબન શી ?—કેવી.
ચંદ્ર-કિરણ જોઇ હરિયાળાં,
થાય ચકોર અધીરાં ન્યારાં;
ખિલી કળા કુમુદની, વનની—કેવી.
ઝાડ જમીન રૂપે રહ્યાં નાહી,
સિંધુ ઉડાડે મોજાં છલકાઇ;
દમ્પતી પ્રીત ઉભરાવે ઘણી—કેવી.
શાન્ત થયો સંસાર સુખાળો,
પશુ પંખી સૂખશૈય્યાએ ન્યાળો;
નિદ્રા એ હરી ગતિ જનની—કેવી.
મંદ ગતી વાયુ લ્હેકાવે,
ચંદની રાત ચકોર બ્હેકાવે;
સાધવી સાથે ગુણી ગણુની—કેવી.

---

## શરદ ઋતુનું વર્ણન.

### "રમવા આવોનેરે"—એ રાહ.

સહુ સખિઓ ધરીને ઉમંગ, જોવા આવોનેરે
ગવરાવું શરદ ઋતુ રંગ, ગાઇ દીપાવોને રે—ટેક.
વાદળ ધોળાં રૂપેરી સોહાયે,
આકાશ નિર્મળ સાફ જણાયે;
ઠંડી લ્હેકીએ વાયુ વાયે—જોવા આવોને રે—સહુ.

ઘનઘોર વાદળ થઇ ચડી ગાજે,
બકતા બપૈયા ઝાડોપર છાજે;
સનનન મેહુલા બિરાજે—જોવા આવોને રે—સહુ.
નીરે નવાણો રહ્યાં છલકાઇ,
કિનારે છાંટ લીલુડી છવાઇ;
દરિઆની ભરતી સમાઇ—જોવા આવોને રે—સહુ.
ખેડૂત ધાન્ય ઉગ્યાં જોઇ રાચે,
પંખિઓ ખાતાં ઉડાડતાં નાચે;
ગોફણો જોઇ નાસે સાચે—જોવા આવોને રે—સહુ.
રાતલડી રૂડી શરદ પૂનમની,
નિર્મળ ચંદ્રથી શોભિતી બમણી;
જળમાં જણાતી નમણી—જોવા આવોને રે—સહુ.
જળમય ભુમ જગે પથરાઈ,
શરદ ઋતુ સૂખકારી ગવાઇ;
કવિએ રૂડા ગૂણે ગાઇ—જોવા આવોને રે—સહુ.

---

## વસંત ઋતુનું વર્ણન.

"રઘુપતિ રામ હૃદયમાં રેજોરે" એ રાહ.

ખિલી શી વસંત વિવિધ વિલાસીરે,
રહ્યાં મનહર પુષ્પો પ્રકાશી—ખીલી—ટેક.
ઉગ્યાં કમળ નિર્મળ જળ માંહે રે,
ચાલે શિતળ પવન પ્રવાહે રે;
કરે ગુંજાર ભમરા સુવાસે—ખીલી,

લીલા વનમાં કેસૂડાં છે રાતા રે,
નવપલ્લવે ઝાડો સોહાતાં રે;
પંખી મધુરા સરોદે શું ગાતાં!—ખોલી.
ઋતુ મનને રીઝાવે રસાળી રે,
સાયંકાળની લ્હેર પ્રસારી રે;
રંગ ગગનનો ભારી સુધારી—ખોલી.
જાઇ જુઇ ને મોગરા ઓપે રે,
જેને ચૂંટવા માળીગો કોપે રે;
કવિ, કાવતા સુગંધીને સોંપે—ખોલી.

---

## ઉન્હાળો.

### ગ્રિષ્મ ઋતુનું વર્ણન.

"શુદ્ધિ આણી, ફળ જાણી"—એ રાહ.

જુઓ જુઓ સુરજ પાણી ચૂગી ન્હાસરે
ચોરી કરીને કેવો જાય છે—ટેક.
ઉલટો ચોર કોટવાળને દંડે;
તાપ ફેલાવતો જુઓ ગગને ભાસે રે
પાન ખરે છે ઝાડ ઉપરથી;
જાણે ઉડી થતું વેરાન લાગે ભાસે રે
સૂકાયે જળ ખેતર ઝાડો:
પશુ પ્રાણી બિચારાં જ્યાં ત્યાં ન્હાસે રે
ચંદની ખિલે બહુ સુખકારી;
વાયુ વાયે બફારો કહાડીને ઉજાસે રે

કરડે માંકડ ચાંચડ ભારી;
દીન રાત નહી એસે જનો કરી હાશે રે
દરિઓ ઠંડો શીતળ કેવો;
ચાલે ઠંડી લ્હેરકીએ રૂતુ વાસે રે—ચોરી-જુવો.

---

## શિયાળો.

### હેમંત, શિશિર વર્ણન.

(છેલા છોડો)—એ રાહ.

જુઓ જુઓ હાં હાં રે જુઓ જુઓ
જુઓ આ શિયાળો ભરપૂર, ઠંડીએ ઠરી જાયછે—ટેક.

તપે સુર[1]ન્યારો ન્યારે, લાગે બહુ પ્યારોરે મને;
કડકડતાં ડાચાં કરે બંધ,—ઠંડીગે
ખિલી રહ્યાં ફૂલો ઝાડે ઝુમે ફળોરે શોભિતા[2]
પશુ પંખી કૂદે ડાળે ડાળ, ફોલીને ફળ ખાયછે—૨

મોઠાં મીઠાં ગીત ગાઇ, કરે ખેડુતો કાપણી;
મન ઉછરંગ ન સમાય, બાળ હરખાય છે —૩

ચીરાગે ચામડીઓ, અંગે બહુએ કાંપતી
ગમે નહીં રૂતુ ખુશકાર ઉમંગ રંગ જાય છે—૪

ઉન્હાં પાણીથી ન્હાયે, તેલ લગાવે અંગમાં;
કપડાં ગરમ પ્હેરે નીત, ઠંડીએ કવિ જાય છે. —૫

---

[1] સુરજ. [2] સારા

## માતાનો ઉપકાર.

### ગરબી ( જગત સારી પ્રભુ તુજ બલિહારી રે )--એ રાહ.

છે મુજ વ્હાલી માત પ્યારી તુ બલિહારી રે;
બની ગુણકારી સુખી જનમની ઉપકારી રે--મ્હારી--છે મુજ
તજ્યાં મધુર ભોજનો ને ઉંઘ વિસારીરે,
ભીંનીં પથારીયે સુતી, સુકકે સુવાડી રે;
કેમ ભૂલું હું ઉપકાર એ સુખકારી રે--વ્હાલી!--છે મુજ.
સેવી આપદા ઉછેરતાં તેં મ્હારી રે,
કરૂં સેવ હું જે, ઓછી તે ત્હારી રે;
કેમ વળાય બદલો ત્હારોરે મુજ માડી રે--ત્હારી!--છે મુજ.

---

## સાયંકાળનું વર્ણન.

### ખમાચ ઠુમરી.

જુઓ આ સાયંકાળ બહાર--ટેક.

આવાગમનની આશ દઇને. આથમે સૂરજ સાર--જુવો.
દરિઓ તોફાની ભરતી ચડાવે, શિતળ થઇ સુખકાર--જુવો.
પશુ પંખી જન કોઇ મુસાફર, પળતા[૧] સહુ નિજ દ્વાર--જુવો.
રજનીનું મુખ સુંદર કેવું, શોભે કવિ હરવાર--જુવો.

---

## પ્રાતઃકાળનું વર્ણન.

કાલિંગડો ( ગુરૂજી તુમચા ) રાગ.

ખિલી કેવી પ્રાતઃકાળની લેહેર,
ઉદય થયો રે ચોફેર—ખીલી—ટેક.
ધૂમસ ટાળે સૂરજ ધીમે ધીમે સોનેરી કિરણે સુપેર;
કલરવ કરતાં પશુ પંખી ચાલે, ચારો લેવા વન શેહેર—ખિલી.
નિર્મળ ગગન પવનમાં લેહેકે, અહિ[2]સમ વાદળ ઘેર;[3]
શુકન નિહાળે સૂખાકારી માટે, કવિ જન જગ ખુશ મ્હેર—ખિલી.

---

## કોયલડી.

વનમાં ટહુકે કોયલડી,
બેઠી આંબા ડાળ ચડી;
માતાજીની લાડકડી, કાળી પણ જગ વ્હાલી,
ગુણવંતી સખી કોયલડી તું, ગુણથી પંકાતી.
હરખાતી, મલકાતી, પરખાતી, ગીત ગાતી,
કંઠે તું રસવેલી-
જગનાં જન મન હરતી, સુંદર સ્વરથી,
દીલ રીઝવતી, નાજુકડી વનવેલી-
મીઠાં વચને સૌને ગમતી,
વાટ-ઘાટ નગરે વન ઠરતી.
ખુશ કરતી, વન ફરતી, વચનોથી,
દીન ભરતી-
રહેતી ખુશ, મન ખેલી- **વનમાં.**

---

૧ ચાલતાં ૨ સાપ જેમ કાંચલી ઉતારે છે તેમ ૩ વાદળાં ઘેરાશે.

# ચંદની.

## જંગલો-ગરબી.

ચળકતી ચપળ પુનમ ચંદની રે:
ખિલી રસિક રજની સજની રંગ વિરંગની—ટેક
રૂપેરી છાંયડો શી જગતમાં છવાઇ;
મધુર પંખી જન પશુ સુખકંદની રે.—ખિલી૦
ધનનનનન ગરજે સિંધુ, ઉછળતો લ્હેકાતો;
હરખતી તળાવની કુમુદિની રે— ખિલી૦

## જીલ્લા-( પુનમની ચાંદની ) રાગ.

સુંદર ચાંદની ખીલી પુનેમની રે;
જાણે રૂપેરી રોશની છવાઇ, ચાલો રમિએ
સંગાથે સહિયર આપણે રે.—ટેક.
તારા સો ન્યારા થયા વાદળ ગયું વિખરાઇ;
રૂપેરી નભ રાચતું, આનંદે મલકાઇ.
તરૂવર સુંદર પંખિઓ રે લોલ;
સૂતાં આનંદ ધરી સેજ રે—તરૂવર
ખિલી ખિલી કુમુદિની સંગેરે ચાંદની રંગ ઘેલી;
દિસે રંગે સુશોભિત ઢંગરે, રાગને સંગ મેલી-સુંદર

# રંગીન ચિત્ર.

**આશાવરી–દાદરો.**

નીતિ રંગને લઇને સૌ સુસંગે ફરો,
ચિત્ત ભીંતમાં સચિત્ર અંગ ચિતરોરે. **નીતિ૦**
ભાત ભાતના વિચાર નીતિ રંગમાં ઉતાર,
સાચ પીંછીનો ચિતાર જાતમાં ધરો. **ચિત્ત૦**
પ્રેમ નેમ ધર્મ એમ, ચિત્રમાં બતાવો જેમ,
પ્રીત મૂર્તિ પ્રમદાની, પ્રાણ આદરો. **ચિત્ત૦**

---

# વન–લીલા.

**દેશ–(જપતી પ્રીતમની જપમાળ)—એ રાગ.**

રમણીય ઉપવન આ ગુલજાર, સુંદર શોભિત રંગે—ટેક૦
અંગે નવ રંગે સોહે, પટકૂળ વન કેરાં;
વિધવિધ વૃક્ષનાં નવપલ્લવ સંગે (૨)—રમણીય૦
ખાટાં–મીઠાં ને તૂરાં–કડવાં, કોઇ જણાય;
કોઇ સુંવાળાં સામટાં, કાંટાળાં કોઇ થાય.
બહુ રંગે બાગે બનીયાં—અગણીત ગુણ ઢંગે;
કુદરત અચરત બતલાવે દર રંગે (૨)—રમણીય૦
એક ઝાડનાં બે ફળો, તેમાંયે રસ ભેદ;
મીઠું ને કડવું મળે—એ પણ એકજ ખેદ;
ફૂલવાડી કેરી કળિયો—મીઠી કડવી જો;
આપે ફૂલ સુગંધી હરપળ અંગે (૨)—રમણીય૦

## રંગીન દોરીની ગુંથણી

### જીલ્લા, ( સુરત ભૂવન શૃંગાર ) રાગ.

ગુંથો ગુંથણી બાળ, બાળબાગના બ્હારમાં:
બાર બાર તૈયાર, બાળક આવો હારમાં.

મનહર રાસ રમો મન ખાસ ગમો, કર મધુર રાસ ધરીરે;
અરસ પરસ બસ સરસ સરસ ગીત ગાઓ સાથ ફરીરે.
ચાર ચોકડી ભાત દાખવો રંગીન સંગીન રંગ;
ઉલટ સુલટ ફરતાં હરતાં, છોરો આ રંગ ઉમંગ.

મનહર.

---

## ફૂલદાનીના ફૂલો.

### પીલુ-( પતિ વેચી દો મમતા ) રાગ.

ખિલી ખિલીરે-સુન્દર આ ફૂલવાડી,
જુઓ ફૂલ ફળની આ ઝાડી;
વ્હેલી વ્હેલીરે-આવો સાહેલી ચાલી,
સહુ એક બીજા સંભાળી.--ટેક.

ઝુલે ફૂલડાં ડાળી ડાળી રે,
ચુંટો કોમળ હાથે ઝાલી રે:
મૂકો ફૂલદાનીમાં ન્યાળીરે,
ઉડે ઉડેરે-જેમ સુગન્ધી સારી-
જાણે કુદરતની બલિહારી- ૧

ગુંથો, ગુંથોરે, તુરો આ રઢિયાળી,
લાગે દો સજ્જનને વ્હાલી;
લાવો લાવોરે—ગુંથણ સળી ગુણિયાળી.
સહુ ગુંથિયે લઈ હરિયાળી,
મૂકો વચ્ચ ગુલાબ નિહાળીરે,
વેલી ગોઠવો ચોગમ પ્યારીરે;
બાંધો પ્રીતે છૂટે નહિ ડાળીરે,
આપો આપોરે સહુ સજ્જનને ન્યાળી-
કારિગરી બાળકની સારી-

---

## સુખ-દીન.
### ભેરવી.

દીન સુખમાં રહેજે જાય! નીતિ સજો ધરમાં-બ્હેની.
વાદ વિવેકી શેખી ન દેખી, વિદ્યાના ભરમાં-બ્હેની.
તારી ન મારી કોઇની ન નિંદા, કામ સદા કરમાં-બ્હેની.

---

## કુંજ-વનમાં પ્રભાત.
### પીલુ-ગરબી-(પ્રીતમ પ્રાણાધાર છો) રાગ

આ કુંજનો સરસ દેખાવ જો, વા'રે વા'રે
આ કુદરતી રંગનો ભાવ જો, વા'રે વારે- ટેક
મોતી સમી છાંટ નીરની છવાઇ;
લીલી ભોંયનો સમાવ જો, વા'રે વા'રે-આ

કંઇ ચંદર છુપો રહ્યો, કંઇ અંધારૂં ઘોર;
તારા તો નાશી ગયા, મચ્યો સુર્યનો શોર.
દિશા મધુરી દીસે છે જગતની;
કુદરતનો સહુ લ્હાવ લો. બ્હારે બ્હારે—આ

કિલ કિલ પંખી સહુ મળી કરતાં શોર બકોર;
ચારો લેવા સૌ પળે, સંભાળી ઘર ભોર.
સુંદર લીલા રસીલી જણાયે;
આનંદ તો વરસાવજો, વારે વારે—આ

---

## વસંતનો બહાર.

ગરબો—પહાડી—( ગાજે ગગન ઘરરર ) મિશ્ર રાગ.

ખિલ્યો ખિલ્યો વસંત જો, બોલે કોયલીઓ
રીઝે મોરલીયો, રંગમાં
હરખી અંગમાં, સરખી સંગમાં;
આવો આવો સાહેલીયો, ઝાલી હાથેળીયો
તાળી લઇ ચાલજો ઉમંગમાં—ટેક૦

ખિલ્યાં આંબા મોગરો, ચંપા ને ચંબેલ;
કળિયો ખિલી ગુલાબની—
રૂડી લાગેરે બાગે આવે ભમર બેટ્વ રે—

બાળા બેહલાવે મધુરાં બુલબુલ સંગ;
રંગ જમાવે રસીલા રાગમાં રે,
રસીલી આ ગુલજાર, શોભે સાંજ ને રૂડી સવાર.
આપે આનંદ અપરંપાર–ખીલી૦

નવરંગી નવ પલ્લવે, તરૂવર સજે શણુગાર;
સુંદર ફૂલવાડી ખિલી, પહેરી ફુલના હાર,
મનહર પંખીનાં ગીત, ચિત્ત લોભાવે રે;
સહુ સખિયો કેરી પ્રીત, નિત હરખાવે રે–ખીલી૦

---

## સાંજની શોભા.

### પીલુ ગરબી.

સજની શોભતી શી સુંદર સાંજનીરે.

ખિલી કુદરતની રચના શી અપરંપાર;
દીપે બ્હાર આ ગુલજાર ઉત્તમ આજનીરે–ટેક૦
સોનેરી સુરજ ધીમે, પર્વત પાછળ જાય;
કુદરત રંગ નિહાળતો, નમતો સિંધુ સમાય.
ભરતીનાં રૂપેરી નીર મોજે ઉડતાં રે;
કૂદે માછલાં કિરણુને મળવા કાજ–દીપે–સજની૦
શિતળમંદ પવન વહે, બ્હેકે ફૂલ સુગંધ;
પંખી ચારો લઇ પળે, પંથી છોડે પંથ.
તારા જો મણી જેવા ઝબુકે આભમાં રે;
જાણે બાળકોને તેડે રમવા પાસ–દીપે–સજની૦

# વસંત ઋતુનો વગડો.

ગરબો–ઝીલ્લા..

સખી મન સુંદરી શણગારીરે ઝુલતી ચાલીરે ડાળીએ.
શોભે સાડી નવરંગ ભરી અંગમાં;
સંગે રમતી લઇ એક બીજી તાલીરે ઝુલતી ચાલીરે ડાળીએ.
વેણુની વાડીમાં બોલે મયુરો.
આનંદે આવોની બ્હેનો ખિલી ફૂલવાડી રસાળી.
કોઇ ગુલાબીને કોઇ છે પીળી
ચંપો ચંબેલી વેલી છે ધોળી.
રંગ બેરંગી રસાળી, જુઓ વનવાડી રૂપાળી–
સખી હેતે હિંચોળે રે–ઋતુ વસંત રૂડી;
લીલી રંગે કસુંબી રે, કેસુડે ચોક પૂરી.
કોયલડી ટહુકે ટહુક આંબા ડાળે રે;
મનહરણી મેનાં ગાય, સુંદર સાદેરે.––

---

## વરસાદ.

---

દેશ–મલ્હાર—( ગરબી. )

---

વરસે ધીરી ધારે વરસાદ,
મળી ઘનઘોર અશાડી રાતડી—
ગરજે જોર શોર કરી સાદ—
દળ જેમ નાખે વિખેરી હાથણી—

ચળકે ઝળકે નભ વિજલડી
ચમકે દાદુર દીલે ભડકી
સરિતા મદમાં વહેતી પળતી
જળભાર ભરી જતી વાદલડી—
ડરતાં ડરતાં પશુ પંખી વળી–વનમાં રખડી રવડી રઝળી—
જેમ જેમ જામે જામિની, ચમકે તારા તેજ;
શાન્તિમાં સંસાર આ, સુતો સુંદર સેજ.
સજની મેઘ અશાડી ધ્રૂજાવે ધરતી અતી–
નદીયોમાં વહેતાં જો દેડે ખળખળ નીર,
કુદરત લીલી શિતળ, આહા! મનરંજન કરે!—વરસે૦

---

## ચંદની.

### ગરબી–દેશ–સોરઠ–ત્રિતાલ દાદરો.

ખિલી રૂપેરી ચંદની ચાલો સાહેલીઓ જોવાને સૌ જઇએ—
ઓઢી ધરતીએ ધોળી ઓઢણી,
પ્હેરી પ્રિતે રૂપેરી કંગની,
ખિલી મિઠ્ઠી કુમુદિની નિહાળો—સાહેલીઓ—૧

મનની મીઠ્ઠી ઉંઘમાં, શાંત થયો સંસાર;
સુખ–દુઃખડાંની લ્હેરમાં, સમરે સરજનહાર.

ચંચળ ચંદ્ર ચપળ ચિત્તમય, ચમક ચમકતો જાયે.
કૈંકયું કિરણ જળમાંયે, ખિલતું પોયણું પમરાયે—
ભમરા ગણગણતા વન વન વિચરાયે—ચંચળ ૨

જોની પેલાં-ઝરણાં કેવાં, ઝરતાં જાયે,
ધીમે વ્હેતાં-સરિતા માંહે, ખળ ખળ થાયે;
ચકવા ચિત્તમાં હરખાયે,
સાગર મદમાં છલકાયે;
ચંદ્ર ગગનમાં ચમકાયે—જોની.
હસે રાતડી હરિયાળી-સુંદર સુખ સજની વ્હાલી.
ગાઓ-ગાઓજી બ્હેનો ગાઓ—
સૌ રમિએ દુ:ખ દમિએ, મન ગમીએ, ગીત ગાઇએ—જોની.

---

## ગાયનનું ગાન.

### ગરબી.

આવો આવો સાહેલી વ્હેલી વ્હેલી;
જુઓ જુઓ કોયલડી પેલી ઘેલી--ટેક.
રાગે રિઝાવતી—હસી હસાવતી;
મુખે મનાવતી—ખુશી બતાવતી
કુદરતી સરોદને ઘુમાવતી રસીલી--આવો.
રે.સુંદર સાદે તું રિઝાય;
બેની મારી કોયલડી કાં તું રિસાય ?-રે-
શી રસીલી વાણી તારી,
કંઠ કોમળથી ઉચ્ચારી,
રંગે રમાડું તું આવ—
શાણી સખી બુલબુલને હેતે બોલાવ-રે.

ગા તું સુંદર ગીતડું, ઉપવનનાં બુલબુલ.
કિરતારે કીધી તને, રૂડી બાક્ષસ જે અમુલ્ય રે—

બોલો બોલો પોપટ પંખિડાં—
તારાં ગીત લાગે મને મીઠાં—બોલો
કુદરતને પણ ગાયન વ્હાલું,
પંખી પશુ પ્રાણીને પણ પ્યારૂં;
ગીત પવિત્ર ગણાય વિચારૂં,
કિરતારની બંદગીમાં ગવાણું
કેમ તેને ન વખાણીએ—કરતાં ભજન મૂખમેં મીઠાં—

---

## બાળ બાગ.

### ગરબી.

જો ફુલવાડી, મન હરનારી, ખુબ કરનારી સખી પ્યારી.
નાજુક ડાળી, ઉપર ન્યારી, કળિઓ સારી, સુખાકારી;
સુગંધવાળી, સુંદર ઝારી, શોભિત સારી, ખુશકારી—
ઝુલે ઝાડો નવરંગ, લીલાં પીળાં પાન સંગ,
કો ગુલાબી ને પતંગ, કો કુસુંબી ને સુરંગ;
કૂદે વનમાં વિહંગ, પોઢે પ્રીતે ઉછરંગ,
માત પિતાને ઉછંગ, મીઠી ઉંઘને તરંગ.
કૂદરતના આ ઢંગ, છવાયો જગત જંગ—જો.

---

## ચંદની.

---

ખિલ્યો સકળ સૃષ્ટિનો બહાર,
ચાલો સખી જોવાને ચંદની--
કેવો ધર્યો ધરતીએ શણગાર
ઓઢી જાણે રૂપેરી ઓઢણી--

સખી જો'ની આકાશ, ચંચળ થઇને ચાલે પેલો ચંદ્રમા;
ધીમે ધીમે ચોપાસ, સુંદર કીર્ણો ફેંકે સરોવર કુંડમાં--

ખીલે કુમુદિની રસિક રંગ અંગમાં,
સંગે રમે ભમરાઓ ભાવે, ઉમંગે અતી લ્હેતા
સુગંધીથી અનંત આ--

ખળખળ જો ઝરણાં ઝરે, થંભે નદીનાં નીર;
ચકવો ચિતમાં ચિંત્તવે, બેસી સાગર તીર.
ઉડે ધનનન સાગર લ્હેર, ધ્રુજે પેલાં ચાંદરણાં,
ફૂંકે સનનન વાયુ કરે રહેસ, દોડે નભે શાં હરણાં!
પ્રીતે મનોહર પંખી પોઢે, ઉચે ચડીને ડાલેરે;
ચાર ઘડીની ચંદની રહેતાં, કરેછે કિલ્લ કિલ્લ માળે-રે—ધ્રુજે.

---

## ગરબી.

( ખિલ્યો સખી )—રાગ.

સજની! સકળ, સૃષ્ટિનો આધાર—ધાર,
સુખ શાન્તિ કાન્તિ ને આરોગ્યમાં—
ભજની મનથી તનથી તું વિચાર સાર,
રીઝે કેમ હૃદય સુજોગમાં—
આવે દીલમાંરે વ્હેમનો ઉલ્લાસ-
થાય અંગમાંથી દરદોનો નાશ;
એ ઉપાય ધારજો સુરંગમાં.

સાખી.

દરદોનાં દુઃખ ટાળવા, દવા તણું દે દાન;
દુવા લહે દીલની સદા, સાચો એજ શ્રીમાન.
કિરતારે આપી હોય માયા—બચાવો જાન
હો સખી—સજનો—આશિષ દે તમ -
દરદો તન ટાળજોરે—
સંસારી ફરજ માંહે, દુઃખિયાંની ગરજ સારે,
અરજીપર ધરજો ધ્યાન બ્હેનો, બચાવો જાન-
હો સખી—આશિષ દરદો૦

જીંદગીપર આધાર છે, મંદિર મોજ મનસુખ;
તંદુરસ્તીના તાનમાં, યાદ ન આવે દુઃખ-
આજ ગાજે આરોગ્યના અવાજે-
સુખ શાન્તિ સમાજમાં પધાર્યા સહુ,
દીલ રાખી બહુ—સહાય કાજે—સજની.

# નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમા અને મહારાણી મેરીના, હિન્દમાં દિલ્હી દરબારના આવાગમન પ્રસંગે, મુંબઇની જુદી જુદી કોમની બાળાઓએ ગાયલી ગરબી.

## મુંબઇની રોયલ રીસેપ્શન કમિટીની ખાસ ફરમાસથી

રચનારઃ—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

જુગ જુગ જીવો જ્યૉર્જ તું, **મેરી** સહિત મહારાજ;
ભલે પધાર્યા **ભાવથી**, હરખી હીંદ સમાજ! ૧

ધર્મ ધુરંધર ધીર વીર જગ જય જય હીંદ પતિ;
ચક્રવર્તી નૃપ! અમલ અમર રહો, ભારત જન વદતિ!
વિજયી માત **વિક્ટોરિયા** સમી **ફળા** રહો ચડતી,
**એડવર્ડ** સમ શાન્તિ સદા રહો, બ્રિટીશ ધ્વજા ફરતી! ૨

---

રક્ષ તું પ્રભુજી! શહેનશાહ જ્યૉર્જ પાંચમા;
શહેનશાહબાનુ **મેરી** સંગે, **વધાવીયે** કુસુમે-
અખંડ ભક્તિ ભાવમાં. ૩

તાજ ધરો હિત હીંદનો, જઇ દિલ્હી દરબાર;
યાદ રહે ઇતિહાસમાં, જળ થળ જય જયકાર। ૪

હીંદ-શહેનશાહ જ્યૉર્જ જીવજો બહુ બહુ,
શહેનશાહબાનુ મેરી સહ સુખ ભોગવો સહુ!
જ્યાં જ્યાં રવિ કીરણુ હોયે, ત્યાં ત્યાં તુજ તેજ સ્હોયે;
અવિચળ પદ ઇંદ્ર જેમ, મેરૂ સમ અડગ રહો! ૫

હીંદ પતિ જ્યૉર્જ અને મહારાણી મેરીને શીશ નમાવા-

મંગળ ગીત હળી મળી ગાઓ,
સજની લહો સુખભર લ્હાવો;
અવસર રૂડો અતી આવ્યો,

સફળ સફળ થાઓ, વિઘન સકળ જાઓ;
વિજય વધુ ફેલાઓ, જગતમાં, હર વખતમાં, નિજ તખતમાં-
જય જય જય થાઓ—હીંદપતિ—રક્ષ તું. ૬

રક્ષ દેન તું શાહેનશાહ.

પ્હેવેલીયન—
મુંબઇ જુના પ્રદર્શનના મંડપમાં
તા. ૪-૧૨-૧૧.

ગો. ક. દેલવાડાકર-
(કિન્ડરગાર્ટનીસ્ટ)
મુંબઇ.

કિન્ડરગાર્ટન ગ્રંથમાળાની સરકારી તપાસ.

# દેલવાડાકર સિરીઝ.

## "બાળ-ગ્રંથાવળી નં. ૧ થી ૧૮."

| | | | |
|---|---|---|---|
| ૧. કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિનાં મૂળતત્ત્વો......................રૂ. | ૦ | ૪ | ૦ |
| ૨. કિન્ડરગાર્ટન મૂળ ભાગ ( સચિત્ર )........................ | ૦ | ૨ | ૦ |
| × ૩. કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના........................ | ૦ | ૪ | ૦ |
| ( ચાર પુસ્તક સાથે બાંધેલાના પાકા પુઠાનો ) .......... .. | ૧ | ૦ | ૦ |
| † ૬. બાળ કસરત ભાગ ૧ ( સચિત્ર ) ત્રીજી આવૃત્તિ........... | ૦ | ૨ | ૦ |
| ૭. શિશુ શિક્ષણ ( સંક્ષિપ્ત કવિતામાં ) ........................ | ૦ | ૪ | ૦ |
| † ૮. બાળ કહાણિયો ................................................ | ૦ | ૨ | ૦ |
| † ૯. બાળ બાગ ભાગ ૧-૨ દરેકના............................ | ૦ | ૪ | ૦ |
| ( બે ભાગ સાથે બાંધેલાં પાકાં પુઠાનો ) ..................... | ૦ | ૮ | ૦ |
| ૧૧. કિન્ડરગાર્ટન પાઠમાળા ( વાંચન-પદાર્થ પાઠ )............ | ૦ | ૨ | ૦ |
| †૧૨. બાળ શિક્ષણ ગરબાવળી ( સ્ત્રી ધર્મ શિક્ષણ )............ | ૦ | ૪ | ૦ |
| ૧૩. સંગીત-સતી મંડળ ( સ્ત્રી ધર્મનીતિ જ્ઞાન )............... | ૦ | ૪ | ૦ |
| *૧૪. બાળ-ખેલ ( સચિત્ર કિન્ડર-ગાર્ટન શિક્ષણ ) ............ | ૦ | ૫ | ૦ |
| ૧૫. બાળકોની રંગભૂમી ( નાના નાટકો ) ...................... | ૦ | ૨ | ૦ |
| ૧૬. બાળ જ્ઞાન .................................................... | ૦ | ૨ | ૦ |
| ૧૭. બાળ ગીત ..................................................... | ૦ | ૨ | ૦ |
| ૧૮. કિન્ડરગાર્ટન-પદાર્થ પાઠ .......................................... | ૦ | ૨ | ૦ |

* આ પુસ્તકો, સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટબુક' તેમજ 'ઇનામ લાઇબ્રેરી' તરીકે વાપરવા માટે સરકારી કેળવણી ખાતાં તરફથી ખાસ હુકમ પ્રકટ થયો છે.

† આ પુસ્તકો માંહે કેટલાક શાળા-શિક્ષકોના ઉપયોગ માટે તથા ઈનામ-લાઇબ્રેરી માટે મંજુર થયાં છે.

☞ આ પુસ્તકો ખરીદનારને સરકારી બુક ડીપોના ધારા પ્રમાણે વીસ ટકા કમીશન આપવામાં આવશે.

રચનાર—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

નં. ૧ ૫ કાનસવાડી મુંબઈ.